મુંબઈ ઈલાકા કેળવણીખાતા તરફથી પ્રાથમિક શાળાઓમાં
ઈનામ–લાયબ્રેરી માટે મંજુર થયેલી બાળગ્રન્થાવળીનાં ૪૦ પુસ્તકો

પ્રથમ શ્રેણી. પુષ્પ ૧

# શ્રી રીખવદેવ

: લેખક :
ધીરજલાલ ટોકરશી શાહ

પ્રકાશક
બાળગ્રંથાવળી કાર્યાલય
ખાનપુર, અમદાવાદ.



સંવત ૧૯૮૬

છુટક સવાઆનો

ધર્મપિતાશ્રી ચમનલાલ નગીનદાસને
:: ભક્તિપૂર્વક સમર્પણ ::



પ્રથમ આવૃતિ ૧૦૦૦ આસો શુદી ૯ ૧૯૮૪
બીજી આવૃતિ ૫૫૦૦ કારતક સુદી ૧૩ ૧૯૮૫
ત્રીજી આવૃતિ ૧૪૫૦ શ્રાવણ વદી ૦)) ૧૯૮૬

મુદ્રક: મૂળચંદભાઈ ત્રિકમલાલ પટેલ
મુદ્રણસ્થાન : સૂર્યપ્રકાશ મુદ્રણાલય"
ઘી કાંટા રોડ :: અમદાવાદ

# બાળકોના માતાપિતા પ્રત્યે

## ત્રીજી આવૃત્તિ પ્રગટ કરતાં બે બોલ

કોરૂં તત્વજ્ઞાન સામાન્ય જનસમાજને પચતું નથી. એને તો એ તત્વજ્ઞાન કથાઓ દ્વારા રજુ થાય તોજ સમજમાં આવે. કદાચ એની સીધી અસર ન જણાય તો પણ સૂક્ષ્મ રીતે એના સંસ્કારો મન પર પડે છે. આથી જૈન સાહિત્યનો વિશાળ પ્રદેશ આ કથાઓએ રોકેલો છે. સમયને લોકની રુચિ પ્રમાણે એ એ કથાઓના વિદ્વાન લેખકોએ શૈલિ તથા ભાષાનો ઉપયોગ કર્યો છે છતાં જેમ માળાના અનેક મણકાઓ એકજ સૂત્રથી ગુંથાયેલા હોય છે તેમ આ કથાઓ શાંત રસ–વૈરાગ્ય ભાવનાની સિદ્ધિને માટે યોજાયેલી છે.

આ કથાઓનું લક્ષ્ય મનુષ્યમાં રહેલી પાશવવૃત્તિને ઉશ્કેરીને અધમ આનંદ આપવાનું નથી એટલે એમાં શ્રૃંગાર વીર–કરુણ અદ્‌ભૂતાદિ બધા રસોનો છુટથી ઉપયોગ હોવા છતાં તેમને ગૌણ સ્થાન આપવામાં આવ્યું છે. આ કથાઓનું સાધ્ય મનુષ્ય જીવનમાં રહેલા કષાયના અગ્નિને શાંત કરી પરમામૃત આત્મરસનો અનુભવ કરાવવાનું છે જેમાં તેણે પૂરી સફળતા મેળવી છે.

ભિન્નભિન્ન ભૂમિકાપર રહેલા મનુષ્યોને કથાઓના ભિન્નભિન્ન સ્વરૂપે જ બોધી શકાય એ મહાન સત્ય લક્ષમાં રાખીને આ કથાઓની યોજના થયેલી છે એમાં કેટલાક વાસ્તવિકતાને જ શોધવા મથતા સાહિત્યકારોને અસંભવિત કથાઓ–અર્થહીન કથાઓ લાગે છે. પણ તેઓ ભૂલી જાય છે કે વાસ્તવિકતાના મહાન પૂજારી પશ્ચિમના દેશોમાં પણ પ્રથમ ભૂમિકાને માટે પરીવાર્તાઓનો છુટથી ઉપયોગ થાય છે. બધી કથાઓ વાસ્તવિક હોવી જોઇએ એવું કાંઇ જ નથી. કલ્પનાને પૂર્ણ છુટ આપવા માત્રથી એ વાતનું મહત્વ જરાયે ઓછું થતું નથી. બલ્કે જેને ઉદ્દેશીને લખાઈ છે એ ઉદ્દેશ જોતાં વધે છે. જો કે આ મુદ્દો ચર્ચવાનું આ સ્થળ નથી પણ પ્રશંગવશાત્ આટલું કહેવું ઉચિત ધાર્યું છે.

આજથી થોડા વર્ષો પહેલાં મુદ્રણ કળાનો પ્રચાર ન હતો ત્યારે આ વાતો કદાચ આજના કરતાં પણ વધારે પ્રમાણમાં જનસમાજને પહોંચતી તેનાં કારણો અનેક છે. જીવન વિગ્રહ ઉગ્ર નહિ હોવાથી શાંત ભાવે વ્યાખ્યાનાદિનું શ્રવણ થતું. થોડા ઘણા પુસ્તકો લખાયેલા હોય પણ તેનું મનન-પૂર્વક વાંચન થતું. ફુરસદના સમયમાં એ કથાઓ મંડળીઓમાં કહેવાતી. સંસ્કારી માતાના બાળકો ભાગ્યે જ એવા હશે કે જેણે માતાની ભક્તિભરી ને મીઠી વાણીથી આ મહાન વ્યક્તિઓના ઉત્તમ ચરિત્રો નહિ સાંભ-ળ્યા હોય. લેખકને તો એનો અપૂર્વ લાભ મળેલો છે ને એણે એવો લાભ બીજાને મળતો જોયો છે

પણ જીવનની દિશા બદલાતાં આજની માતાઓ ધર્મના સંસ્કારમાં ઉતરતી જાય છે. પોતાના ધર્મનું તથા

આવી કથા આદિનું સંગીન જ્ઞાન હોય તેવી થોડી મહિલાઓ આજે મળશે. એટલે આજના બાળકોને આ અમૂલ્ય વારસાથી વંચિત થવાનો પ્રસંગ આવ્યો છે. આ પરિસ્થિતિ અસહ્ય છે. જ્યારે બાળકોના સહવાસમાં આવતાં જણાયું કે મહાનમાં મહાન વ્યક્તિના જીવનચરિત્રો માટે બે બોલ પણ દશદશ વર્ષની ઉમ્મર સુધી તેમને મળ્યાં નથી ત્યારે એ સંબંધી ખુબ લાગ્યું. ને કોઈ પણ જાતની આર્થિક સ્થિતિ સારી ન હોવા છતાં એ દિશામાં નમ્ર પ્રયાસ કરવા પ્રયત્ન કર્યો. આજે એ જાતના સાહિત્યના અર્થાત્ બાળ-ગ્રંથાવળીનાં ૪૦ પુસ્તકો છે. જેને જૈન સમાજના બધા વર્ગે તથા મુંબઈ ઈલાકાના કેળવણી ખાતાએ પોતાની પ્રાથમિક શાળાઓ માટે ઈનામ–લાયબ્રેરી તરીકે મંજુર કરી સારૂં સ્થાન આપ્યું છે. એથી જ પોણા બે વર્ષ જેટલા સમયમાં તેની ૮૨૮૨૫ જેટલી નકલ પ્રસિદ્ધ કરવા શક્તિમાન થયો છું. તેમાંથી આજ સુધીમાં ૬૫૮૦૦ નકલોનું વેચાણ થઈ ચૂકયું છે ને આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ પ્રગટ કરવાનું બન્યું છે. આ સત્રળું જોતાં એટલું કહી શકાય કે મારો પ્રયત્ન કાંઈક અંશે સફળ થયો છે. જો કે જૈન ભાઇઓનો મોટો ભાગ વ્યાપાર પ્રિય હોવાથી સાહિત્ય તરફ જોઇએ તેવું લક્ષ આપતો નથી છતાં હવે એ સમય આવી લાગ્યો છે જ્યારે એની ઉપેક્ષા બિલકુલ ચાલી શકશે નહિ. આવા પુસ્તકો નાનપણથી જ બાળકના હાથમાં આપી તેને વિશાળ જૈન સાહિત્યનો લાભ લેવાની પ્રેરણા કરવાનું કયા માબાપ ચૂકે ?

જે જે ભાઈઓએ આજ સુધી આ ગ્રંથાવળી તરફ પોતાની સહાનુભૂતિને મદદ દર્શાવ્યા છે તેમને એક જ વિનંતિ કે ભવિષ્યમાં પ્રગટ કરવા ધારેલી જુદી જુદી ગ્રન્થ માળાઓમાં પણ તે મદદ કરે ને જૈન સાહિત્યનો પ્રચાર કરવામાં પોતાનો યોગ્ય ફાળો આપે. વંદે વીરમ્

શ્રાવણ વદ ૮ ૧૯૮૬ }
ખાનપુર—અમદાવાદ }

લિ.
સંઘસેવક
**ધીરજલાલ**



# શ્રી રીખવદેવ

:૧:

ઘણ! જુના સમયની વાત છે. જ્યારે આ દેશમાં ન્હોતાં ગામનગર કે ન્હોતાં પુર-પાટણ. સઘળે લીલી કુંજાર ઝાડી. જ્યાં જુઓ ત્યાં અમૃત જેવાં મીઠાં ફળ, જ્યાં જુઓ ત્યાં અમૃત જેવાં મીઠાં પાણી. માણસો આવાં અમૃત ફળ ખાય ને મીઠાં પાણી પીએ. જંગલમાં હરે ફરે અને મજા કરે. નહિ કોઈને કજીઓ કે નહિ કોઇને કંકાસ.

જંગલમાં એમ હરેફરે છે અને મજા કરે છે એવામાં આવ્યા હાથીભાઇ. એમની સાથે એક

માણસને થઇ દોસ્તી. એટલે હરરોજ તે હાથી પર ચડે ને જંગલમાં ફરે. એ માણસનું નામ વિમળવાહન.

કાળનો મહિમા અજબ છે. ધીમે ધીમે ફળફળાદિ થયાં ઓછાં ને માણસોએ માંડયું લડવા. એક કહે કે મારૂં ઝાડ અને બીજો કહે કે મારૂં ઝાડ. એક કહે એનાં ફળ હું લઉં ને બીજો કહે એનાં ફળ હું લઉં. એવામાં નિકળ્યા વિમળવાહન. તે હાથી પર બેઠા છે ને દેવ જેવા શોભે છે. માણસો લડતાં લડતાં આવ્યા એમની પાસે.

તેઓ કહે, "બાપજી! અમારી તકરાર પતાવો. વિમળવાહન કહે, " આ ઝાડ તમારૂં ને આ ઝાડ તમારૂં. જાઓ કોઈ લડશો મા. ખાઓ પીઓ ને મોજ કરો. વિમળવાહન આ સહુ ટોળીના—કુળના સ્વામી થયા એટલે ગણાયા કુળકર.

:૨:

આ વાતને વરસો વીતી ગયા. વિમળ-વાહન ગુજરી ગયા ને તેમની છ પેઢીઓ પણ

ચાલી ગઇ. સાતમી પેઢીએ થયા નાભિકુળકર. તેમની સ્ત્રીનું નામ મરૂદેવા. તેમને રૂપ રૂપના અંબાર ને કંચન જેવી કાયાવાળા દીકરો જન્મ્યા. તેમનું નામ રીખવદેવ. તે લાડકોડે ઉછરે છે ને મોટા થાય છે.

:૩:

એક દિવસ દેવી જેવી એક બાળા વનમાં ફરી રહી છે. નથી બિચારીને મા કે નથી બિચારીને બાપ. બીજા માણસો તેને રખડતી જોઇને લાવ્યા નાભિકુળકર પાસે. તેનું નામ સુનંદા.

નાભિકુળકર કહે, “ કન્યા બહુ સારી છે. રીખવને પરણાવીશું. આ એક સુનંદા ને બીજી એક સુમંગળા. ”

રીખવદેવને પરણાવવાની ધામધુમ ચાલી. બધી તૈયારીઓ થઇ ગઇ ને રીખવદેવ સુનંદા તથા સુમંગળાને પરણ્યા. સઘળે જેજેકાર થઇ રહ્યો. સહુ આનંદમાં વખત પસાર કરવા લાગ્યા.

હવે સુમંગળાને થયું એક પુત્રપુત્રીનું જોડલું. એમનાં નામ પડયાં ભરત અને બ્રાહ્મી. સુનંદાને પણ થયું એક પુત્રપુત્રીનું જોડલું. એમનાં નામ પાડયાં બાહુબળી ને સુંદરી. સુમંગળાને બીજા પણ ઘણા પુત્રો થયા.

ઃઃ

હવે તો અમૃત જેવાં ફળોયે ઘટી ગયાં ને અમૃત જેવાં પાણીયે મટી ગયાં. માણસો પાંદડાં, ફળફુલ ને જંગલમાં ઉગેલું અનાજ ખાય. પણ એ અનાજ પચે નહિ. અનાજ ખાય અને દુઃખી થાય. એટલે સહુ આવ્યા રીખવદેવ પાસે, અને કહેવા લાગ્યા: "સાહેબ ! કાંઇ ઉપાય બતાવો. ખાધું પચતું નથી."

રીખવદેવ કહે, અનાજને હાથથી મસળો, પાણીમાં પલાળો ને પડીઆમાં લઇને ખાઓ. તો અપચો નહિ થાય."

માણસો હવે તેમ કરવા લાગ્યા. પણ થોડા દિવસ થયા ને અપચો ફરીથી શરૂ થયો, એટલે સહુ કહે, "ચાલો રીખવદેવ પાસે; એના સિવાય આપણું કોણ છે ?"

સહુ રીખવદેવ પાસે આવ્યા; અને કહ્યું કે " ભગવાન્ આપના કહ્યા પ્રમાણે કર્યું, પણ અનાજ ખાધું પચતું નથી. "

રીખવદેવ કહે, " પલાળેલા અનાજને મુઠીમાં રાખો ને પછીથી ખાજો. "

માણસો કહે, " હાશ ! હવે નિરાંત થઈ. " પણ થોડા દિવસ થયા ને પાછો ફરીથી અપચો થવા લાગ્યો. " હવે કરવું શું ? " સહુએ વિચારમાં પડયા. એવામાં થયો પવન ! શું પવન ! શું પવન ! સામસામી ઝાડની મોટી ડાળો અથડાય ને જબ્બર કડાકા થાય. જ્યાં જુઓ ત્યાં વા ને વંટાળીઓ. જ્યાં જુઓ ત્યાં ડાળોના કડાકા. એમ ઝાડની ડાળો ખુબ ઘસાણી એટલે થયો દેવતા. એ તો ભડભડાટ સળગવા લાગ્યો.

ભોળા બિચારા માણસો કહે, "અલ્યા ! આ કાંઈક જોવા જેતું આવ્યું. હવે કેવું ઝગે છે ને ? ચાલો એને ઉપાડી લઈએ. " જ્યાં લેવાને

હાથ લંબાવ્યા ત્યાં તો હાથ દાઝ્યા. "ઓય બાપરે ! આ તો બહુ ભુંડો ! એમ કહીને સહુ બૂમ પાડવા લાગ્યા. પછી ગયા રીખવદેવ પાસે અને કહેવા લાગ્યા: " બાપજી ! જંગલમાં કોઈક ભૂત આવ્યો છે તે બધાને બહુ હેરાન કરે છે. માટે એનું કાંઇક કરો."

રીખવદેવ કહે, " એને હાથથી અડશો મા. એની આસપાસથી ઘાસ કાઢી નાખજો ને તેના પર લાકડાં ધરજો. એવાં લાકડાં એકઠાં કરજો અને તમારૂં પલાળેલું અનાજ એનાથી રાંધજો. એ અનાજ ખાશો તો અપચો નહિ થાય."

માણસો સહુ જંગલમાં આવ્યા ને ઘાસ કર્યું દૂર. ધીમે ધીમે સળગતાં લાકડાં એકઠાં કર્યાં ને બનાવ્યું મોટું તાપણું. પછી પલાળીને પોતાની મુઠીમાં રાખેલાં અનાજ તાપણામાં નાંખ્યા. અને રંધાવાની રાહ જોતા બેઠા. પણ અનાજ તે એમ રંધાતાં હશે? થોડી વારમાં બધું બળીને રાખ થયું. પાછું તે શું મળે?

માણસો કહે, "આ તો અલ્યા ! બહુ ભુંડો. જેટલું આપીએ છીએ તેટલું ખાઈ જાય છે ને પાછું તો કાંઇ પણ આપતો નથી !" સહુ થયા નિરાશ ને આવ્યા રીખવદેવ પાસે.

રીખવદેવ હાથી પર બેઠા છે ને દેવ જેવા શોભે છે. તેમણે કહ્યું? "લાવો માટીનો લીલો પીંડો."

થોડી વારમાં પીંડો આવ્યો. રીખવદેવે તે પીંડો હાથીના માથાપર મૂકયો. ને તેનું સુંદર મજાનું વાસણ બનાવ્યું. એ વાસણો માણસોને બતાવીને કહ્યું: "આવાં વાસણો બનાવો ને તેમાં અનાજ રાંધો."

સહુએ હવે તેમ કરવા માંડયું.

:૫:

માણસો વાસણમાં રાંધે છે ને ખાય છે. પણ હવે વાસણો રાખવા કયાં? હવે તો પહેલાંના જેવાં શરીર પણ રહ્યાં નહિ. રાતવરત જંગલી જાનવરોનો હુમલો થાય ને રક્ષણ કરવું પણ ભારે પડે.

રીખવદેવે વિચાર્યું: "આમને હવે ઘર બાંધતાં શીખવું. ઘર વિના નહિ ચાલે." એટલે થોડા માણસોને બોલાવ્યા ને ઘર બાંધતાં શીખવ્યું. હવે સહુ ઘર બાંધીને જંગલમાં રહે.

પણ ઘર તે એમને એમ શોભે? કાંઇક ચિતરામણ હોય તો ઠીક. એટલે થોડાને શીખવ્યું ચિતરતાં.

હવે થોડા દિવસ ગયા ને માણસોને નાગા રખડતાં શરમ લાગી. "કૈંક કપડાં હોય તો સારૂં. શરીર પણ ઢંકાય ને ટાઢ તાપ પણ ઓછાં લાગે" એમ વિચાર કરવા લાગ્યા. રીખવદેવે જાણ્યું કે હવે માણસોને કપડાં વિના નહિ ચાલે. એટલે થોડાને બોલાવીને કપડાં વણતાં શીખવ્યું.

:૬:

આમ ધીમે ધીમે રીખવદેવે લોકોને કળા શીખવી. પણ હવે માણસોનાં મન થયાં મેલાં. જ્યાં જુઓ ત્યાં કજીઓ ને જ્યાં જુઓ ત્યાં લડાઈ. છેવટે માણસો લડી લડીને કંટાળે અને આવે

રીખવદેવ પાસે. કહે કે “ સાહેબ ! હવે તો આ કજીઓ કંકાસ મટે એવું કરો તો સારૂં. કોઈ કોઇનું માનતું નથી ને હમેશાં લડાઇ ટંટા ચાલે છે. ”

રીખવદેવ કહે, “ રાજા હોય તો આ બધું મટે. ”

માણસો કહે, “ તમે અમારા રાજા. ”

રીખવદેવ કહે, “ પિતાજીની રજા સિવાય તે રાજા થવાય ? જાઓ પિતાજી પાસે. એ કહે તેમ કરીશ. ”

બધા નાભિકુળકર પાસે આવ્યા ને વાત કહી. નાભિકુળકર કહે, “ ભલે, રીખવદેવ તમારો રાજા થશે. ”

સહુ ખુશખુશ બની ગયા ને રીખવદેવ રાજા થયા. રીખવદેવ આ પ્રમાણે સહુથી પહેલા રાજા થયા એટલે આદિનાથ કહેવાયા.

:૭:

અત્યાર સુધી લોકો જંગલમાં છુટાછવાયા રહેતા. પણ રીખવદેવ રાજા થયા એટલે એક સુંદર શહેર વસ્યું, શહેર ને ફરતો મજબુત

કોટ થયો. અંદર મોટાં મોટાં મકાનો ને મોટી મોટી શેરીઓ થઈ, મોટી મોટી બજારો બંધાઈ ને મોટા મોટા ચોક બન્યા.

આ પ્રમાણે ઠેર ઠેર ગામ વસ્યાં ને પુરપાટણ થયાં. જોતજોતામાં દેશમાં સઘળે. સુધારો ફેલાયો.

હવે તો લોકો હાથથી ખેતી કરે અને અનાજ પકવે. પણ હાથથી તે ખેતી કેટલો વખત થાય ? એટલે ગાય, ભેંસ, ઘોડા ઇત્યાદિ જંગલમાં રહેતાં જાનવરોને પાળતાં શીખવ્યું. લોકો જાનવર પાસે ખેતી કરાવે ને ગાયભેંસમાંથી દુધ પણ મેળવે.

જાનવરની મદદથી ખેતી ખુબ થવા લાગી ને પાક પણ ખુબ થવા લાગ્યો. પછી તો એક બીજામાં માલની લેવડદેવડ થઇ ને વેપાર શરૂ થયો. વેપાર પણ જોતજોતામાં ઘણો વધ્યો.

આ પ્રમાણે બધી જાતનો સુધારો રીખ-વદેવે દાખલ કર્યો. એટલે ગણાયા માનવ–જાતિના પ્રથમ સુધારક.

:૮:

હવે આદિનાથ રાજપાટ ભોગવે છે ને આનંદ કરે છે. એવામાં એમને વિચાર આવ્યો કે લોકોને મેં કળાઓ તો શીખવી પણ ધર્મ નથી શીખવ્યો, માટે ધર્મ શીખવું. ધર્મની શરૂઆત દાનથી થાય એટલે રાજમહેલે દાન-શાળા માંડી ને વરસ સુધી સોનમ્હોરોનું દાન દીધું.

પછી રીખવદેવે પોતાના બધા પુત્રોને જુદા જુદા દેશનું રાજ્ય સોંપી દીધું ને પોતે બધો વૈભવ છોડી તદ્દન સાદું જીવન શરૂ કર્યું: તદ્દન સાદું જીવન ગાળનારને સાધુ કહેવાય. મતલબ કે શ્રી રીખવદેવ સાધુ થયા.

શરીર પર એકજ કપડું. માથું ને પગ ઉઘાડા. ન ગણે ટાઢ કે ન ગણે તડકો. બસ જ્યારે જુઓ ત્યારે ધ્યાન. ભિક્ષા લેવા જાય પણ માણસો જાણે નહિ કે તેમને શું અપાય.

કોઈ કહે, “આ ઘરેણાં લ્યો.” કોઇ કહે, “આ કન્યા લ્યો.” પણ સાધુને એ

શું કામના? એમ કરતાં વરસ એક વીતી ગયું; રીખવદેવ ફરતાં ફરતાં હસ્તિનાપુર આવ્યા.

લોકોનાં ટોળેટોળાં આ મહાત્માના દર્શન કરવા પધારે ને પોતાને ઘેર ભોજન લેવાનાં નોતરાં દે. પણ રીખવદેવ કાંઈ બોલે નહિ.

એમ કરતાં આવ્યા શ્રેયાંસકુમારનાં મકાન આગળ. શ્રેયાંસકુમાર રીખવદેવના પુત્ર બાહુબળીનાં પૌત્ર થાય. લોકો ચારે બાજુએ ટોળે મળ્યાં છે ને કોલાહલ થાય છે. શ્રેયાંસકુમારે આ કોલાહલ સાંભળી છડીદારને કહ્યું: "બહાર જઇને તપાસ કર. આટલો બધો અવાજ શેનો થાય છે?"

છડીદારે બહાર જઇને તપાસ કરી. તેણે આવીને શ્રેયાંસકુમારને કહ્યું: "જી મહારાજ! શ્રી રીખવદેવ ભગવાન્ જે આપના વડા દાદા છે તેઓ પધાર્યા છે. તેમની આસપાસ લોકોનાં ટોળે ટોળાં મળ્યાં છે. અને એથી આટલો બધો અવાજ થાય છે."

શ્રેયાંસકુમાર આ સાંભળી એકદમ દોડયા;

ને પ્રભુના પગમાં માથું મુકી દીધું. તેમનું હૈયું ભક્તિ અને આનંદથી ઉભરાઈ ગયું. આનંદના ઉભરામાં વિચાર કરતાં કરતાં તેમને ખગર પડી કે સાધુને કેવી ભિક્ષા અપાય.

:૯:

આ વખતે શ્રેયાંસકુમારને ત્યાં શેરડીનો રસ આવેલો હતો, એટલે તેમણે શ્રી રીખવદેવને વિનંતિ કરી કે "ભગવાન્ મારે ત્યાંથી ભિક્ષા લઈ મને પાવન કરો. આપને લેવા લાયક આ શેરડીનો રસ તૈયાર છે."

આ સાંભળી શ્રી રીખવદેવે પોતાના બે હાથ ધર્યા. હાથ એજ તેમનું વાસણ હતું. આમ એક વરસની આખરે શ્રેયાંસકુમારે શ્રી રીખવદેવને શુદ્ધ ભિક્ષા આપી.

જે ભોજનથી તપ પુરૂં થાય તેને પારણું કહે છે. શ્રી રીખવદેવે પારણું કર્યું એટલે સઘળા લોકો હરખાયા. તેમણે બધાએ શ્રેયાંસકુમારને ધન્યવાદ આપ્યો ને કહેવા લાગ્યા કે "ધન્ય આવા સુપાત્ર! ધન્ય આવા દાન દેનાર!

:૧૦:

આદિનાથ ભગવાન આ પ્રમાણે ઘણું ફર્યા, ફરતાં ફરતાં તેમને દુનિયાનું સાચું અને પુરૂં જ્ઞાન એટલે કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું. તેમણે લોકોને ઉપદેશ દીધોઃ પોતાની ભૂલો સુધારી જીવનને પવિત્ર બનાવવું. કોઈ જીવને મારવો નહિ. સહુ સાથે હેતથી વર્તવું. જુઠું બોલવું નહિ. ચોરી કરવી નહિ. શીયળવ્રત પાળવું. સંતોષથી રહેવું. વ્યસનો પાડવાં નહિ. સંતોની સેવા કરવી વગેરે. ઘણા લોકો આ ધર્મ પાળવા લાગ્યા.

જે લોકો ઉપર કહેલો ધર્મ પાળવા લાગ્યા તેમનો એક સંઘ સ્થાપ્યો. એ સંઘ તીર્થ પણ કહેવાય છે તેથી આદિનાથ પહેલા તીર્થ કરનારા થયા. એટલે કે પહેલા તીર્થંકર થયા.

આવી રીતે ઘણો વખત ઉપદેશ આપીને તેઓ નિર્વાણ પામ્યા.

શ્રી રીખવદેવનાં ઘણાં તીર્થો છે. શત્રુંજય, આબુ, રાણકપુર, કેશરીયાજી, ઝગડીયાજી, વગેરે.

બોલો રીખવદેવ ભગવાનકી જે!
બોલો આદીશ્વર દેવકી જે !